૨૬૪૭

# यशो भूषणं सर्वदा वर्द्धमानं

श्रीमद्वर्द्धमान पतिर्जयतु

दोहरो.

शक्तीथी शिद्धि थजो, विजय वद्धिनां काज;
बालसिंह महाराजनुं, रेहो अविचळ राज. १

---

नेक नामदार महाराजा श्री० बालसिंहजी बाहादूर
स्वस्थान वढवाणना ठाकोर साहेबे स्वतंत्र
अख्तियार संभाळ्यो ते शुभ समारंभ
समयनुं सुचिन्ह.

रचनार

## रावळ देवशंकर रामचंद्र.

अमदावादमां

मामानी हवेली मध्ये युनाइटेड प्रीन्टींग अने
ज० अे० कंपनी "लिमिटेड"ना प्रेसमां
रणछोडलाल गंगारामे छाप्यो.

संवत १९४२. सने १८८५.

૨૯૪૭

# जयतु जयतु बालसिंहजी नामा नरेशः



### ઇંદ્રવિજય છંદ.

ધન્ય ઘડી પળવાર સુસંવત, માસ અનોપમ આજ ગણાયે;
ધન્ય ગૃહ્યો અધિકાર સ્વતંતર, અંતરમાં અવધી સુખ થાયે;
ધન્ય અવીચળ રાજ રહો, ભલિભાતથિ જે જયકાર ભણાયે;
ધન્ય પ્રતાપિ જીવો મહારાજ, કરો શુભ રાજ પ્રજા ગુણ ગાયે. ૧

### દોહરા.

સંવત શુભસત ઓગણી, બેંતાળિશ સુખ રૂપ;
કાર્તિક સુદિ તેરસ ભૃગુ, મુહુરત લાભ અનૂપ. ૧
અઢાર સો સન ઉપરે, પંચ્યાસી પરમાણ;
માસ નવેંબરની નકી, તારીખ વિશ વખાણ. ૨

સ્વતંત્ર પદ્ધિ પામિયા, બાલસિંહ મહારાજ;
આયુષ્ય તેજ વધો અતી, આશિશ દે સૌ આજ. ૩

**સવૈયા.**

મંગળમય જય વિમળ વૃદ્ધિશુભ, વિજય વિશ્વ વઢવાણપતી;
બાલસિંહજીને બહુ બહુ સુખ, એ ઇશ્વર તું આપ્ય અતી;
નિપૂણ નીતિ પૂરણ પ્રીતિ, રમણિક રીતી જન જાણે;
જસવંતા નૃપ જુગ જુગ જીવો, આશિષ અદકિ આ ટાણે. ૧
સંવત ઓગણીસો બેંતાળીશ, કાર્તિક માસ કુશળ નિરધાર;
સુકલપક્ષ તેરસ ભૃગુવારે, પૂરમાં વરત્યો જય જયકાર.
પોલિટીકલ એજંટ પધાર્યાં, એચ, એલ, નટ સાહેબ નામ;
બિજાપણ સ્નેહીને સાહેબ, બિરાજીયા આવી આ ઠામ. ૨
બાલસિંહજી મહારાજાએ, રાજ્યની લીધી હાથ લગામ;
પ્રબળ પ્રતાપ જગતમાં જામો, સકળ મનોરથ સિદ્ધિ કામ;
ક્ષમા સરલતા શિળ સજનતા, વિનય નમ્રતા સૌથી સાર;
કુળ રૂપ ગુણ લાયક વય વિદ્યા, સંતોષે સ્નેહિ નિરધાર. ૩
ગુણસગંભિર ગુણિયલ ગરવા, વિચારી વદતા મુખથી વેણ;
મહારાજાની મનહર રીતી, જનહિતકારી સૌ સુખ દેણ;
પૃથ્વિમાં પ્રખ્યાતી સારી, રૈયત ગુણ ગાયે ગુલતાન;
બાલસિંહજીને બહુ બહુ સુખ, સંપત આપો શ્રી ભગવાન. ૪
પુત્ર પુત્રિસમ ગણી પ્રજાને, વિક્રમ સમ સુખ રાજ્ય કરો;
ભગવત ભાવ સહિત સુખ ધનના, ભરપુર નિજ ભંડાર ભરો;
શુભ વિદ્વાન અને સૌ સજ્જન, પામેછે પૂરણ સન્માન;

બાલસિંહજીને બહુ બહુ સુખ, સંપત આપો શ્રી ભગવાન. ૫
નિજ નોકર ચાકરને સારાં, લાડ લડાવી દેશો લાવ;
આશ્રિતને આનંદ પમાડી, અધિક અધિક નિત્ય ધરશો ભા";
કરેલ કૃત્યને કિર્તિ શુણતાં, હૈડે હરખે સકળ સમાજ;
બાલસિંહજી મહારાજાનું, શશિ સૂર્ય સમ તપજો તાજ. ૬
વિમળ જગતમાં જશ વિસ્તારી, કરો સુધારા કેરાં કાજ;
સુખ શાન્તિમાં સદૈવ શાણા, અમ્મર રહો અમ ઉપર રાજ;
અધિક અધિક જગમાં આબાદિ, ભૂપતિ થાજો ભોજસમાન;
બાલસિંહજીને બહુ બહુ સુખ, સંપત આપો શ્રી ભગવાન. ૭
ધર્મ નિષ્ટને પરમ કૃપાળુ, ન્યાય નિપૂણ વિદ્યા ભરપૂર;
કદરદાન ને દિલના ડાહ્યા, સત્યવંતને સદગુણ શૂર;
નેકી ટેકી અને વિવેકી, ભૂપતિ ભડ લાયક ગુણવાન;
બાલસિંહજીને બહુ બહુ સુખ, સંપત આપો શ્રી ભગવાન. ૮
કામ કાજ જેનાં સુખ કરતાં, રૈયત રાજ્ય તણા હિતકાર;
અચળ અમ્મર અધિકું પદ પામો, ધિરવિર નરપતિ નિરધાર;
પૂર્ણાનુભવિ લાયક લેખ્યા, સદ્ગુણિને વિદ્વાન દિવાન;
બાલસિંહજી મહારાજાને, સંપત સુખ આપો ભગવાન. ૯

## ઠુમરી.

બાલસિંહજી જીવો રાજા છત્રપતિરે, ( ૨ )
જીવો છત્રપતિરે, જીવો છત્રપતિરે.
રાજ્ય અચળ રહો આપનું–બાલસિંહજી જીવો રાજા–ટેક.
પ્રેમ પ્રભાકર વદન વિલોકી. ( ૨ )

(હારે) મધુવાણી વિચાર અનોપમ અતીરે, અનોપમ અતીરે,
અનોપમ અતીરે—રાજ્ય

પેખી પ્રમાણિક રીતિ સુજાણી ( ૨ )
(હારે) મરમાળી મનોહર મતી અતીરે, મતી અતીરે.
રૂડી મતી અતીરે. રાજ્ય

કામ કુશળ જનને સુખ કરતાં ( ૨ )
(હારે) જેના ભાગ્યની ભરપૂર રૂડી રતીરે, રૂડી રતીરે.
અતી રૂડી રતીરે. રાજ્ય

દેવશંકરને આધાર આપનો ( ૨ )
(હારે) રાજા રહેમ રાખોને તમે પૃથ્વી પતિરે. પૃથ્વીપતિરે
રાજા પૃથ્વી પતિરે. રાજ્ય.

તોટક છંદ.

જય વિશ્વ પતિ અતિ પ્રીત ધરો;
દ્રવ્ય કોશ સદા અભરેય ભરો;
મનના સુમનોરથ સિદ્ધિ કરો;
કરૂણા કરી કષ્ટ તમાંમ હરો. ૧
દિન નીશ સુલાભ અપાર લહો;
જગમાં અધિકો જશ જાથુ રહો;
વિનતી વધતી ઉરમાં ધરજો;
તનનાં દુખ તાપ વળી હરજો. ૨
દિવસો પ્રતિ મંગળ કારિ હજો;
કિરતી વળિ વંશનિ વૃદ્ધિ થજો;

અતિ આયુષ તેજ અખંડ રહો;
વઢવાણ પતી સુખ ખૂબ લહો. ૩
શિર તાજ તપો શશિ જેમ રવી;
શુભ ખ્યાતિ વધો જગ મધ્ય નવી;
શુભ સ્થીર રહો શિર છત્ર સદા;
મુજ આશિશ એ જય લાભ સદા. ૪

## વસંતતિલકા છંદ.

આજે અપાર સુખમાં જન સૌ જણાયે;
વાણી વિશેષ મુખથી વિજઈ ભણાયે;
સ્વતંત્ર રાજ પદવી નિજ હાથ લીધી;
સૌએ મળી પરમ આશિશ શુભ દીધી. ૧
શ્રી પૂર રમ્ય રચના વઢવાણ શોભે;
શાન્તી અને સરલ ન્યાયથી દીલ લોભે;
જાથૂ રૂડો જગતમાં જશ લાભ જામો;
શ્રી બાલસિંહજી સદા સુખ ખૂબ પામો. ૨

## ઇંદ્રવિજય છંદ.

શક્તિ વિશાળ, વિશેષ દયાળ, પ્રજા પ્રતિપાળ અનુંભવિ એવા
પ્રૌઢ પ્રતાપ, સુબુદ્ધિ અમાપ, વિચિક્ષણ આપ અનોપમ એવા
રૂપ નિધાન, મહા ગુણવાન, સદા સનમાન વડું સુખ પામો
લાયક શ્રી ચંદ્રસિંહજીના સુત શ્રી બાલસિંહજીનો જશ જામો

## સવૈયા.

નેક વિવેકને ધર્મ ધુરંધર સ્વ રાજ્ય સુખના લાવ લહો.
કરૂણાળુ મહારાજ રાજ્યનાં સ્થાપિત કૃત્યો કુશળ રહો;
નામ મનોહર સિદ્ધિ હામસો નરપતિ નામી નિશ્ચળ નેક;
મતી રતિઅતી કૃતિસરસછે શ્રી માન ને સંપૂરણ ટેક. ૧
દાનમાન ગુણવાનજાણ જન વર દાયક લાયક ભરપૂર;
રસકસ મસજશ દશદિશ ચારૂ છપ સુખ દાયક છે મશહૂર;
શ્રીપતિ શ્રેય સદાનિજ કરજો વાર વાર વખણાયે જેહ;
બાલસિંહજી બહુ બળવંતા નરપતી ન્યાયે ધરતા નેહ ૨
લલિતસુખદ ગુણનિર્મળનીતિ દયા ધર્મ પામ્મર પ્રતિપાળ;
સિંહ સમોવડ સ્વતંત્ર સાચા રક્ષક રાજા દીન દયાળ;
હર્ષ હોંશ હિમ્મત ભડ ભારે બાહાદુર બહુ જસવંતા રાય;
જીવન યૌવન જયજય જગમાં રમણિક સરવે જન ગુણગાય. ૩
બાલસિંહજી પ્રબળ પ્રતાપિ ખુશ તબિયતમાં ખુબ રહો;
હામ હૈયાની કરજો પુરણ શીઘ્ર સુખ સંપતિ લહો;
દુખભંજન જયજયજન રંજન રજની દિન જનમાં જયકાર;
રહો અમ્મરમહારાજ કૃપાળુ હો આબાદિ વધો અપાર. ૪.

## ઠુમરી.

બાળસિંહજી મહારાજાના, સકળ મનોરથ સિદ્ધિરે;
મન માન્યાં પ્રભુ કાર્ય કરીદ્યો, વિજય વૃદ્ધિ સુખ રિદ્ધિરે.ટેક
રવિ શશિ તપે તેમ સદા આપનું, રહો અવિચળ રાજરે;
અમ્મર રહો અતિસય ઉપકારી, બાલસિંહ મહારાજરે. બા.
ક્ષમાવંત શોભો સમ જ્ઞાની, શૌર્ય ધૈર્ય શ્રીકારરે;
ભર્ત સમોવડ કિર્તિ તમારી, અવની અપરંપારરે, બાલસિં.

વિક્રમ સમ સમદ્રષ્ટિ સરખી, ભોજ સમા ભુપાળરે;
પરદુઃખ ભંજન પ્રબળ પ્રતાપિ, ગૌબ્રાહ્મણપ્રતિપાળરે. બા.

**ભુજંગીછંદ.**

પ્રતાપી યશોમાન પ્રેમી વિવેકી;
સદા સત્ય ભાપી ક્ષમાવંત ટેકી;
સુધર્મિ સુનીતી દયાવંત દાની;
પ્રમાણીક પૂરા શુરા શ્રેષ્ટ જ્ઞાની. ૧
અતી ધૈર્યતા ગુણ ગંભીર છાજે;
વળી વિદ્વતાથી રૂડા ગુણ રાજે;
મહા મિષ્ટ વાણી સુધા તુલ્ય જાણી;
સદા ન્યાયની રીત પૂરી પ્રમાણી. ૨
સદાચાર સુંદીર છે ગૌર કાન્તી;
પ્રજાને પુરી નાખીતાં થાય શાન્તી;
ગ્રહ્યું રાજ સ્વહસ્ત કે ધન્ય આજે;
વડો વાર તો આજ છે એમ છાજે. ૩
સદા સંપથી ભોગવો રાજ સારૂં;
સદા શ્રી પ્રભુજી કરે એ તમારૂં;
વડું માન પામો વધો ખ્યાત સારી;
અહોનીશ આશીશ એ છે અમારી. ૪

### રાગ હંસભાનો.

સ્વતંત્રમાન, વિનયવાન, કદરદાન, અતી;
રાજ્યાશને ભુપ, ભઙ અનુપ, સરસરૂપ, કૃતી. ૧
બાલસિંહજી તાત, સત્ય વાત, વિશ્વખ્યાત બહુ;
બાહાદુર ધન્ય, ધૈર્યવાન, સુખનિધાન સહુ. ૨
ભલે મહારાજ, ગૃહી રાજ, રૂડાં રાજ કરો;
બીરાજ્યા આજ, અચળતાજ, કુશળ કાજ સરો. ૩

### લાવણી.

છો ભુપતિ ભડ નિરધાર, સકળ ગુણ સાર, રસિક મહારાજા;
બાહાદૂર બાલસિંહજી જીવો મહારાજા. ૧
શુભ વિનય અને વિચાર, જગત જયકાર, પ્રજા સુખ પામે;
તમ કૃપા થકી નિરધાર, દીન દુખ વામે. ૨
છે કદરદાન મહારાજ, કુશળ નિજ કાજ, સદા સુખ સિદ્ધિ;
રહો અચળ આપનું રાજ્ય, હજો રસ રિદ્ધિ. ૩
છો ધર્મધુરંધર ભુપ, સરસ નિજ રૂપ, શ્રેષ્ટ ઉપકારી;
પ્રતિ દિવસ પૂર્ણ પરતાપ, લાભ હિતકારી. ૪
રહો સુખમાં આઠે જામ, પૂર્ણ હો હામ, રાજ્યની માજા;
બાહાદુર બાલસિંહજી, જીવો મહારાજા. ૫

### હરિગીતછંદ.

મહારાજ કેરો સુજસ ઉજ્વળ, પયસમો અવની અતી;
વળી ગુણ છે મણી તુલ્ય મોંઘા, ભોજ જેવા ભુપતી;
પ્રૌઢ પ્રતાપી પરમ ખ્યાતિ, સુજ્ઞ સકળ શિરોમણી;
રહો બાલસિંહજી ભૂપ, સરસ સ્વરૂપ અમ ઉપર ધણી. ૧

પ્રતિ દિવસ પૂર્ણ પ્રતાપ, અધિકો આપનો પ્રભુજી કરે;
કિર્તિ રૂડિ જગ જામતાં જન હેત સૌ હૈયે ધરે;
મોટાછે મિત્ર પવિત્ર મતિના અમલદારો અધિપતી;
સરકારમાં છે સરસ ખ્યાતી, આબરૂ અવની અતી. ૨
બુદ્ધિ પ્રબળને ચપળતા છો સુધારાના સોબતી;
પરતાપિ છો મહારાજ, ઉર આનંદ ઉપજેછે અતી;
પ્રભુ બાલસિંહજી ભૂપની મનકામના સિદ્ધિ કરો;
સુખ સિદ્ધિ રિદ્ધિ સકળ આપી, અખૂટ ભંડારો ભરો. ૩
જય ક્ષત્રિ શૂરા બુદ્ધિ પૂરા, અગમ ચેતિ અતિ ઘણા;
હિમ્મત અને હુંશિઆર હોંસિ, કળા કાન્તિ નહિ મણા;
દિવાન ડાહ્યા દેખીયે, ગંભિરને ગુણવાન છે;
નિપૂણ નીતિવાન દાના, વિવેકી વિદ્વાન છે. ૪
છે અધિક વાર હજાર વધતો વહાલ ઉચ્છવથી અહીં;
વઢવાણવાસી સર્વને આનંદ મન માયે નહીં;
પ્રભુ પાસ દિલથી દેવશંકર માગે એવું આપજો;
સુખ બાલસિંહજી ભૂપને, પ્રભુ અમ્મર અવની સ્થાપજો. ૫

પદ.

અધિક યશ પરતાપ, પ્રભુપ્રેરો અધિક યશ પરતાપ. ટેક.
શ્રી વર્દ્ધમાનપતિને પ્રભૂ સુખ, આપશો સુખ અમાપ. પ્રભૂ
ક્લેશ ભયાદિ શત્રુ સંહારો, ટળે સમૂળા તાપ. પ્રભૂ
અવિચળ પદવી આપનીહો એમ, જાચુ જપેછે જનજાપ પ્રભૂ
શ્રી બાલસિંહજીનાં કામ સિદ્ધિ, અમ્મર રહેજો આપ પ્રભૂ

## માલીનીછંદ.

મનહરે મુખ્ય ક્રાન્તી, છે પ્રભાસાર ભારી;
નિરખિ નિરખિ નીત્યે, શાન્તતા થાય સારી;
અધિક સરસ રીતી, સુજ્ઞ છો એપકારી;
પરમ નૃપ પ્રતાપી, સર્વદા છત્ર ધારી. ૧
કુળરૂપ વયવિદ્યા, સુખ્ય શાન્તિ કરેછે;
સકળ પરમ સ્નેહી, હેત હૈયે ધરેછે;
નિરમળ શુભ ન્યાયે, કામ સર્વે સરેછે;
નિરખિ વદન નેહે, નેત્ર નિત્યે ઠરેછે.

## નારાચછંદ.

અધીક ઠીક ઉજ્વળો, જણાય દિન આજનો;
છલી રહ્યો ઉરે થકી, ઉમંગ આ સમાજનો;
પ્રતાપ પ્રાઢ ઉજ્વળા વિદેશમાં વધારિયા,
નરેશ બાલસિંહજી સ્વતંત્ર સર્વદા થયા. ૧
વિચાર સાર સુદ્દચિત્ત સત્ય સ્નેહછે સદા,
વિશેષ કીર્તિ વિશ્વમાં, કુસંગતો નથી કદા;
વિવેક વેણ નેક ટેક સ્નેહિને સુધારિયા,
પ્રતાપિ બાલસિંહજી સ્વતંત્ર સર્વદા થયા. ૨
ચતૂર ચારૂ લાયકી અપાર બુદ્ધિ આગળી,
અગમ્ય ગુણ આપના કદી શકે ન કો કળી;
વિલાષિ વીર ધીરછો અધીક દીલમાં દયા,
પ્રતાપિ બાલસિંહજી સ્વતંત્ર સર્વદા થયા. ૩

## લાવણી.

મહારાજાનો મહિમા મોટો, જેના જશજન જગ ગાયે;
હારદ હિત ભરેલી વાણી, સુણતાં સુખશાન્તિ થાયે;
રાજસુનીતિ પૂરણ પ્રીતી, રમણિક રીતિ અથધતિ;
જાપુ નામ નિરંતર જપતાં, ભાગેછે ભાવક ભીતિ. ૧
નામદારનાં નેહ ભરેલાં, કામ કુશળ સર્વે મારાં;
રાત દિવસ રૈયત ગુણ ગાયે, નિરખી નયન ઠરે મારાં;
જયમંગળને કુશળ સર્વદા, અમ્મર વેલસમ વંશ વધો;
થીર કરી થાપો પરમેશ્વર, અખૂટ લાભ દ્યો આપ બધો.૨
સરસ ઇંદ્રસમ સુખ અહરનિશ, વળી વૈભવ વિધવિધ પામો;
દામ હામ ખૂબ ખૂશ તબિયતમાં,જગમાં જોર અધિક જામો;
માંન મર્તબો સદા અવિચળ બાલસિંહજી અમર રહો;
ગહન ગુણ જય જય જસવંતા,ચિત્ત નિત્ય હિત સર્વનું ચહો.૩
લીલા લહેર પ્રભૂ હજો નિરંતર અપૂર્વ સુખમાં આપ રહો;
કરૂણાળુ મહારાજ રાજવી, શુભ કિર્તિ સ્નેહથી લહો;
હર્ષ હોંસને બહુ બલિહારી, અમર અવિચળ આપ રહો;
જોમન ધનસુખ વિજય વૃદ્ધિના, લાવ લાભ લખવસા લહો.૪

## લવિંગલતા છંદ.

લહો શુભ લાવ કરો પરમારથ,
હેતથી ગુણ ગૃહો ગણિ લાયક;

સુનીતિનિ રીત વધારણ પ્રીત,
કરો શુભ કામ સદા સુખદાયક;
બિના અન્ની નવ એક અજાણ,
પ્રવેણ પ્રમાણિક ને હિત ચાયક;
અપાર અનુંભવ સાર અસારે,
વિચાર વિના ન વદો કદિ વાયક. ૧

ગરબી.

બાલસિંહજી મહારાજ કદરદાનછો જો,
શાણા સુત ભુપ પરમ ગુંણવાનછો જો. બાલસિંહજી.
અચળ કીરતી અવના ઉપરે અપારછે જો,
વિનય નમ્રતાને સકળ ગુણ સારછે જો. બાલસિંહજી.
વિમળ વાણીવાળી વિદ્વતા દિસે ઘણીજો,
રહો અચળ અમ્મર રાજ અમપરે ધણીજો. બાલસિંહજી.
સ્તુતિપાત્ર સકળ આપના વિચારછે જો,
આપની પ્રત્યે પ્રજાનો અતિ પ્યારછે જો. બાલસિંહજી.
વિજય વાણી સકળ સ્નેહિયો નકી ભણે ભણેજો,
દેવશંકરતો આભાર આપનો ગણેજો. બાલસિંહજી.

શિખરિણિ છંદ.

સદા સીદ્ધી પામો, અચળ યશ જામો, જગ અતી;
કરો સારાં કામો, અધિક ધરિ હામો, નરપતી;
પ્રજાપ્રીતેં પાળો, અમિ નજર ન્યાળો, હિત ચહો;
સદા નીતી પ્રીતી, વળિ સરસ રીતી સુખ લહો. ૧

## શાર્દૂલ વિક્રિડીત છંદ.

વિશ્વાધાર વરિષ્ટ વિઘ્ન હરતા આધાર તારો અતી,
પૂરો સર્વ મનોરથો મન તણા આપી સદા સૂમતી;
પામો પ્રૌઢ પ્રતાપ આપ અતિસેં, પાળો પ્રજાને સદા.
બાલાસિંહતું ભુપ ખુબ ખુશિમાં સ્નેહે રહો સર્વદા. ૧
સાક્ષાતા પ્રભુ સૃષ્ટિમાં સુખનિધી લીલા અતી તાહરી;
પ્રીતે આપ અખૂટ આયુષ્ય દિયો સંહારી નાખી અરી;
સિદ્ધી સંપત ઋદ્ધિ વૃદ્ધિ બળને આપી હરો આપદા;
બાલાસિંહ તું ભુપ ખુબ ખુશિમાં સ્નેહે રહો સર્વદા. ૨

રાગ. ( મોહનજીને મોકલોને મોશાળમાં ) એ

સદા બાલસિંહજી સુખ પામો.
યશ કિર્તિ અચળ જગ જામો, સદા બાલસિંહજી સુખ પામો.
હોય અમૃતની જેમ વૃષ્ટિ, તેમ શાન્તિ બતાવે છે સૃષ્ટિ
મહારાજાની છે સમ દ્રષ્ટી, સદા બાલસિંહજી સુખ પામો
આજે પદવી સ્વતંતર કીધી, રાજ લગામ હાથમાં લીધી
પુરવાસીએ આશિશ દીધી, સદા બાલસિંહજી સુખ પામો
ઓગણીસો બેંતાળીશ સાર, સુક્લપક્ષ કાર્તિક નીરધાર
તિથી તેરસને ભૃગુ વાર, સદા બાલસિંહજી સુખ પામો.
બાર આઠુવંતા હુંશિઆરી, થયા સ્વતંત્ર રાજ્યાધિકારી

પ્રજા પ્રેમમાં છે બલિહારી, સદા બાલસિંહજી સુખ પામો
પામો પુત્ર ને ભોગવો રાજ, મન માન્યા કરો પ્રભુ કાજ;
લીલા લહેર કરો મહારાજ, સદા બાલસિંહજી સુખ પામો.
દેવશંકર વાણી વદે છે, અતિ આનંદે આશિશ દે છે
બાલસિંહ અમ્મર રહો કે છે, સદા બાલસિંહજી સુખ પામો

જય જય જય

તા. ૨૦-૧૧-૮૫
કાતિક સુદી ૧૩ ભૃગુવાર
સં. ૧૯૪૨

હું છું આપનો આજ્ઞાંકિત સેવક.
**દેવશંકર રામચંદ્ર રાવળના**
**આશિર્વાદ.**

